

# શારદાબીલ શું છે?

-:મુળ લેખક:-

મવલાના મવલ્વી મુફ્તી મુહમ્મદ કિફાયતુલ્લાહ સાહેબ
દિલ્હી.

-:છપાવી પ્રસિદ્ધ કરનાર:-

મવલ્વી અહમદ બિન હાજી આરિફ અશરફ,
રાંદેર, ( જી. સુરત. )

| | | |
|---|---|---|
| આવૃત્તિ પહેલી | સુરત, ભાગાતાળાબ રોડપર આવેલા મુસ્લિમ-ગુજરાત પ્રેસમાં આ | પ્રત ૨૦૦૦ |
| ૧૩૪૮ હિજરી | પત્રિકા અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયદ છાપી. | ઇ. સ. ૧૯૨૯ |

મર્હુમ હાજી ઈબ્રાહીમ મોહમ્મદ અશરફના વક્ફ ફંડ
તરફથી ભેટ.



# શારદાબીલ શું છે?



મી. હરબીલાસ શારદાએ હિન્દુ સોસાયટીની એ ખરાબીને સુધારવા કે હિન્દુઓમાં આમ રીતે છોકરીઓના લગ્ન સગીર વયમાં કરી દેવામાં આવે છે પછી ભલે છોકરીની ઉમર બે કે ત્રણ વરસની કેમ ન હોય બલ્કે કેટલીક વખતે તો છોકરી જન્મતાંજ તેણીના લગ્ન થઈ જાય છે, અને ઘણી વખતે આવી પરણેલી છોકરીઓ ઉમર લાયક થાય તે પહેલાં તેમને ધણીને ત્યાં મોકલી દેવામાં આવે છે, અને સંભોગના કારણે તેમની તંદુરસ્તી ઉપર એવી અસર પડે છે કે જે આખી ઉમર દરમ્યાન દૂર થઈ શકતી નથી. એવી સ્રીઓની ઓલાદ પણ કમજોર અને નિર્બળ જન્મે છે. અને એજ કારણે ઘણા બાળકો નાની વયમાંજ મરણ પામે છે. એસેમ્બલીમાં એક કાયદાનો ખરડો રજુ કરવામાં આવ્યો હતો

અને તેનો સંબંધ માત્ર હિન્દુઓ સાથેજ રાખવામાં આવ્યો હતો.

પરંતુ જ્યારે તે એસેમ્બલીમાં દાખલ થયો ત્યારે એવો સવાલ ઉતપન્ન થયો કે મજકુર બીલને માત્ર હિન્દુઓ સુધીજ સંકુચીત રાખવો કે તેને હિન્દના તમામ વતનીઓને લાગુ પાડવો ?

એસેમ્બલીના કેટલાક મુસ્લીમ સભાસદોએ કોઈ પણ પ્રકારના વિચાર વગર એવો મત આપી દીધો કે મુસલમાનો ઉપર પણ એ બીલ લાગુ પાડવામાં આવે તો કોઈ પ્રકારનો વાંધો નથી.

જે મુસ્લીમ સભ્યોએ એવો મત જાહેર કર્યો હતો તે નતો ઈસ્લામના હુકમોથી માહિતગાર હતા કે નતો તેમને તેના પરિણામો અને તેનાથી ઉતપન્ન થતી સ્થિતીનો વિચાર કર્યો હતો. માત્ર સાધારણ રીતે એ સમજી લીધું કે નાની વયના લગ્ન તંદુરસ્તી ઉપર ખરાબ અસર નાંખે છે. તેથી જો તેમના વિરૂદ્ધ કોઈ પણ કાયદો ઘડવામાં આવે તો કશો વાંધો નથી. પરંતુ એજ સભ્યો માહેલા કેટલાક સભ્યોએ કેટલાક ઉલ્માઓ સાથે વાત ચીત કરી અને તેના સંબંધમાં ઈસ્લામી હુકમો જાણ્યા અને આમ મુસલમાનોના મતની ખબર પડી તો તેમણે પોતાનો મત ફેરવ્યો અને આજે

તેઓ બીલના વિરોધીઓની પહેલી હરોલમાં છે, પરંતુ અફસોસ ! શરૂઆત વખતે વગર વિચાર્યે જે મત જાહેર કરી દીધો હતો તેનાથી જે નુકસાન પહોંચી ચુકયું હતું તે તેમની વિરૂધ્ધતાથી પણ દુર થઈ શકયું નહીં. ટુંકમાં તે બીલ એસેમ્બલીમાં રજુ થઇ જાહેર પ્રજામત જાણવા તેને જાહેરમાં મુકવામાં આવ્યું. એક તપાસ માટેની કમીટી નીમવામાં આવી. તેણે આખા દેશમાં ફરી જુબાનીઓ નોંધી અને ત્યાર પછી તપાસનો રીપોર્ટ તૈયાર કરી તે રજુ કરી દીધો. આ કમીટીમાં એસેમ્બલીના ડેપ્યુટી પ્રમુખ મોલ્વી મહંમદ યાકુબ પણ સામેલ હતા. તેમણે રીપોર્ટ સાથે પોતાની વિરૂધ્ધ નોટ પણ સામેલ કરી દીધી છે. આ નોટમાં તેમણે ખુલ્લી રીતે જાહેર કરી દીધું કે મુસલમાનોના ઘણાં ઉલ્માઓ અને વિશ્વાસપાત્ર મંડળો આ બીલ મુસલમાનો ઉપર લાગુ પાડવાને ધાર્મીક દખલઅંદાજી ગણે છે અને એ માટે અફસોસ જાહેર કર્યો છે કે શીઆ ઉલ્માઓનો મત જાણવાની ખામી રહી છે. જ્યાં સુધી તેમનો બિન્દુ જાણવામાં ન આવે તેમજ મુસલમાનોના આગેવાન ઉલ્માઓ અને આગેવાનોની જુબાનીઓ નોંધવામાં ન આવે ત્યાં સુધી મજકુર બીલને મુસલમાનોને લાગુ પાડવાનો ઠરાવ કરવો નહિ.

તપાસ કમીટીએ આ સંબંધમાં બીલમાં કેટલાક સુધારા કર્યા હતા તેમજ બીલથી અલગ પોતા તરફથી કેટલીક ભલામણો પણ કરી હતી.

આ વખત દરમ્યાન મુસલમાનોના વિશ્વાસપાત્ર મંડળો તરફથી બીલની વિરૂધ્ધતા કરવામાં આવી. ઘણા જાણીત આગેવાનોએ ખુલ્લા શબ્દોમાં એ જાહેર કરી દીધું કે આ બીલ ઈસ્લામી હુકમો વિરૂદ્ધ છે અને મુસલમાનોને તે લાગુ પાડવો એ તેમના ધર્મમાં દખલઅંદાજી કરવા સમાન છે પરંતુ સરકાર આ બીલની હિમાયત માટે ઉભી થઈ ગઇ અને સરકારી મેમ્બરે જાહેર કર્યું કે સરકાર બીલને ટેકો આપશે.

હવે શું હતું ? જો લોકોની ઇચ્છા પોતાના સામાજીક સુધારોજ નહિ બલ્કે એક એવા સિધ્ધાંતને કાયમ કરવાની હતી કે જેના મારફતે ભવિષ્યમાં સેંકડો ઇસ્લામી હુકમોમાં દખલઅંદાજીની તક મળી શકે, તેઓ હિમ્મતવાન બન્યા અને કેટલાક મુસલમાન સભાસદોએ તેને ટેકો આપી તેમના ન ઇચ્છિવા જોગ હેતુને પૂર્ણ કરી દીધો. અને ઈસ્લામ અને મુસલમાનોના ભવિષ્યને માટે એક ભયંયર ભય ઉતપન્ન કરી દીધો.

આ બીલ ૨૯ મી સપટેમ્બરે એસેમ્બલીમાં અને ત્યાર પછી સ્ટેટ કાઉન્સીલમાં પાસ કરી દેવામાં આવ્યો.

બીલ જે રૂપનાં પસાર થયું છે તેની નકલ નીચે પ્રમાણે છેઃ—

૧—આ કાયદાનું નામ બાળ લગ્ન પ્રતિબંધક કાયદો હશે.

(ક) મજકુર કાયદો આખા બ્રીટીશ હિન્દમાં લાગુ પાડવામાં આવશે, અને તે બ્રીટીશ બલુચિસ્તાન તેમજ સંથાલ પ્રગણાને પણ લાગુ પડશે.

(ખ) એના ઉપર ૧ લી એપ્રીલ ૧૯૩૦ થી અમલ શરૂ થશે.

૨—(ક) આ કાયદામાં "બાળક"નો અર્થ ૧૮ વરસથી ઓછી વયનો છોકરો અને ૧૪ વરસથી ઓછી ઉમરની છોકરી થાય છે.

(ખ) "બાળલગ્ન" નો અર્થ એવા લગ્ન છે કે જેમાં વર કે કન્યા "બાળક" હોય.

(ગ) લગ્નના પક્ષોનો અર્થ તે શખ્સો છે જેમના લગ્ન થયાં હોય.

(ગ) સગીરનો અર્થ ૧૮ વરસથી ઓછી ઉમરનો છોકરો કે છોકરી છે.

૩—જે શખ્સ ૧૮થી ૨૧ વરસની ઉમર વચ્ચે બાળ લગ્ન કરશે તેને ૧ હજાર રૂપીઆ દંડની સજા કરવામાં આવશે.

૪—જે શખ્સ ૨૧ વરસથી વધારેની ઉમરમાં બાલલગ્ન કરશે તેને એક માસની સાદી કેદ અથવાતો એક હજાર

રૂપીઆ દંડ અથવાતો કેદ અને દંડ બંનેની સજા કરવામાં આવશે.

પ—જે કોઈ બાળલગ્નનો બંદોબસ્ત કરશે તે માટેની આગેવાની કરશે, અથવાતો ક્રિયા કરશે તે ૧ માસની કેદ અથવા એક હજાર રૂપીઆ દંડ અથવાતો કેદ અને દંડની સજાને પાત્ર થશે. પરંતુ તે એવી શરતે કે તે શખ્સ એ બીના સાબેત ન કરી શકે કે તે લગ્ન બાળ લગ્ન હતા તેની તેને ખબર ન હતી.

૬–(ક) જો કોઈ સગીર બાળ લગ્ન કરે તો તે શખ્સ કે જે મા બાપ અથવાતો વાલી અથવાતો કોઈ બીજો કાયદેસરનો કે બીન કાયદેસરનો શખ્સ કે જે તે બાળકનો ઇન્ચાર્જ હોય અને જે આવા લગ્ન માટે કોઈ કામ કરે અથવાતો લગ્નની પરવાનગી આપે અથવાતો બેદરકારીના કારણે આવા લગ્નને અટકાવે નહિ તેને એક માસના સાદા કેદની અથવા તો ૧ હજાર રૂપીઆ દંડ અથવાતો કેદ અને દંડ બન્નેની સજા કરવામાં આવશે, પરંતુ સ્ત્રીને કેદની સજા કરવામાં આવશે નહિ.

(ખ) પરંતુ તે એવી શરતે કે પુરતી સાબેતીઓ મળી શકે નહિ અને એવું ધારી લેવામાં આવે કે સગીરના બાળ લગ્ન કરવામાં સગીરનો વાલી બેદરકારીના કારણે લગ્ન અટકાવવામાં નિષ્ફળ નીવડયો છે.

૭-સને ૧૮૯૭ ના જનરલ કલૉઝ એકટની કલમ ૨૫ અથવાતો હિન્દી પીનલ કોડની કલમ ૬૪ છતાં કોઈ અદાલત આ કાયદાની કલમ ૩ અનુસાર કોઈ અપરાધીને સજા કરતી વખતે એ માટેની જોખમદાર હશે નહિ કે તે દંડ ન ભરે તો તેને કેદની સજા કરી શકે.

૮-ફોજદારી કાયદા સને ૧૯૨૮ ની કલમ ૧૯૦ છતાં પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ શિવાય કોઈ પણ અદાલતને આ કાયદા મુજબના કોઈ પણ ગુનાહની તપાસ અથવાતો તેમાં દખલ અંદાજી કરવાનો અખત્યાર હશે નહિ.

૯-આ કાયદા અનુસારના કોઈ ગુન્હા સંબંધમાં કોઈ પણ અદાલત ત્યાં સુધી વિચાર કરશે નહિ જ્યાં સુધી કે લગ્નની ફરીઆદ બનાવથી એક વરસની મુદત દરમ્યાન દાખલ કરવામાં ન આવે.

૧૦-આ કાયદાની રૂએ તપાસ ચલાવનાર અદાલત ફોજદારી કાયદાની કલમ ૨૦૩ અનુસાર ફરીઆદ રદ ન કરે તો; અથવાતો ફોજદારી કાયદાની કલમ ૨૦૨ મુજબ પોતે તપાસ કરશે અથવા તો પોતાના તાબાના કોઈ ૧ લા વર્ગના મેજીસ્ટ્રેટને તપાસ ચલાવવા હુકમ કરશે.

૧૧-(ક) ફરીઆદીની હકીકત લેવા પહેલાં અને આરો-પીને હાજર કરતા પહેલાં (એવા બનાવો વગર કે—જ્યાં લેખીત કારણો રજુ કરવામાં આવ્યા હોય) ફોજદારી કાયદાની કલમ ૨૫૦ મુજબ તેના ઉપર જે બદલા લાગુ પડે છે તેના માટે એક સો રૂપીઆની જામીનગીરી ઉપરાંત મુચરકા માંગશે અને જો અદાલત તરફથી મુકરર કરવામાં આવેલ વખત દરમ્યાન જમાનત દાખલ કરવામાં આવશે નહિ તો તે ફરીયાદ રદ કરવામાં આવશે.

(ખ) કાયદાના રૂએ જે મુચરકો લેવામાં આવશે તે ફોજદારી કાયદા અનુસાર લેવામાં આવેલ મુચરકા મુજબજ ગણાશે અને તેથી તેને ફોજદારી કાયદાની કલમ લાગુ પડશે.

આ કાયદાનું જે પરિણામ અને અસર આવવા પામશે તે નીચે પ્રમાણે હશેઃ—

૧—૧૪ વરસથી ઓછી વયની છોકરીના નિકાહ થઈ શકશે નહિ, પછી ભલે એક જ દિવસની ખોટ કેમ ન હોય અને ગમે તેટલી જરૂર કેમ ન હોય. તેમ જ છોકરી શરી-અતની રૂએ ઉમર લાયક થઇ ચુકી કેમ ન હોય.

૨—૧૮ વરસથી ઓછી વયના છોકરાના લગ્ન થઈ શકશે નહિ પછી ભલે એક જ દિવસ ઓછો કેમ ન હોય અને ગમે તેટલી જરૂર કેમ ન હોય અને છોકરો શરીઅતની રૂએ ઉમરલાયક થઇ ચુકયો કેમ ન હોય.

૩—જો એવો છોકરો કે જેની વય ૧૮ અને ૨૧ ની વચ્ચે હશે તે ૧૪ વરસથી ઓછી વયની છોકરી સાથે નિકાહ કરશે તો તેને એક હજાર રૂપીઆ સુધીના દંડની સજા કરવામાં આવશે પછી ભલે તે છોકરી સાથે સંગત પણ ન કરે.

૪—જો એવો છોકરો કે જેની વય ૨૧ વરસથી વધારે હશે તે ૧૪ વરસની ઓછી વયની કન્યા સાથે નિકાહ કરે તો તેને એક માસની સાદી કેદ અથવા તો એક હજાર રૂપીઆ દંડ અથવા તો બંને સજા કરવામાં આવશે પછી ભલે તે કન્યા સાથે સંગત કરે કે ન કરે. તેમાં કાંઇ પણ પ્રકારનો ફરક આવવા પામશે નહિ.

૫—જે લગ્ન કે નિકાહમાં કન્યાની વય ૧૪ વરસથી ઓછી હશે અથવા છોકરાની વય ૧૮ વરસથી ઓછી હશે એવા લગ્ન કે નિકાહ માટે બંદોબસ્ત કરનાર, આગેવાની લેનાર, નિકાહ પઢાવનાર બધા ગુનેહગાર ઠરશે અને તેમને એક માસની સાદી કેદ અથવા તો એક હજાર રૂપીઆ દંડની સજા અથવા તો બંને સજા કરવામાં આવશે.

આ કલમની રૂએ ૧૪ વરસથી ઓછી ઉમ્મરની પરણેલી છોકરી અને ૧૮ થી ઓછી ઉમ્મરના પરણેલા છોકરાના બાપ દાદા અથવા અનાથ છોકરીની મા દાદી કે આજી અથવા તો જે કોઈ પુરૂષ કે સ્ત્રી લગ્નના બંદોબસ્તમાં સામેલ હશે

અથવા તો આગેવાની લેશે અથવા તો કોઈ આલમ, ઈમામ કે કાઝી નિકાહ પઢાવશે અથવા તો વકીલ કે સાક્ષી બનશે તે બધાને સજા થશે.

૬—(ક) જો કોઈ છોકરી જેની વય ૧૪ વરસથી ઓછી હશે તે કોઈ ૧૭ વરસના યુવાન સાથે પોતે નિકાહ કરી લે તો પણ તે છોકરીના બાપ, દાદા, મા, દાદી અથવા તો બીજો કાયદેસર કે બીન કાયદેસરનો વાલી પણ ગુનેહગાર થશે, અને તેને એક માસની સાદી કેદ અથવા તો એક હજારના દંડની અથવા તો બંને પ્રકારની સજા કરવામાં આવશે. પરંતુ સ્ત્રીને કેદની સજા કરવામાં આવશે નહિ. અને એવું માની લેવામાં આવશે કે વાલી અથવા તો દેખરેખ રાખનારની બેદરકારીથી આ લગ્ન થવા પામ્યા છે (પરંતુ તે એવી શરતે કે વિરૂધ્ધની સાબેતીઓ રજુ કરવામાં ન આવે.)

(ખ) જો કોઈ છોકરો જેની વય ૧૮ વરસથી એક દિવસ પણ ઓછી હશે અને તે શરીઅતની રૂએ ઉમર લાયક થઇ ગયો હશે (અને તેના અવયવો પણ મજબુત હશે) પછી ભલે તેની વય ૧૮ વરસથી વધુ હશે છતાં છોકરાના બાપ, દાદા, મા અથવા દાદી અથવા કોઇ બીજો શખ્સ કે જે તેનો કાયદેસરનો અથવા બીન કાયદેસરનો વાલી હશે તેને ગુનેહગાર ઠરાવવામાં આવશે અને તેને એક માસની સાદી કેદ અથવા એક હજાર રૂપીઆ દંડ અથવા બંને સજા

કરવામાં આવશે, પરંતુ સ્ત્રીઓને કેદની સજા કરવામાં આવશે નહિ અને જ્યાં સુધી વિરૂધ્ધ સાબેતીઓ રજુ કરવામાં ન આવે ત્યાં :સુધી એ માની લેવામાં આવશે કે વાલીની પરવાનગીથી જ લગ્ન થવા પામ્યા છે.

૭ મુસલમાનોની બાળકીઓના તે નિકાહ અટકી જશે જે પોતાની આર્થીક નિર્બળતાના કારણે મોટી છોકરીના લગ્ન સાથે નાની છોકરીઓના માત્ર લગ્ન કરી દે છે કે જેથી વારંવારના આર્થીક બોજાથી તેઓ બચવા પામતા હતા.

૮--મુસલમાન બાળકીઓ જેઓ ૧૩ વરસની વયમાં શરીઅતની રૂએ ઉમર લાયક થઇ જશે અને શરીઅતના હુકમની રૂએ તેમના લગ્ન કરી દેવા માતપિતા ઉપર ફરજ થઇ પડશે તેમના માતપિતા આ હુકમની રૂએ શરીઅતના હુકમો ઉપર અમલ કરી શકશે નહિ અને જો કરશે તો કાયદાના ગુનેહગાર ઠરી સજા પામશે.

૯—છોકરા ૧૫ વરસની વયમાં શરીઅતની રૂએ ઉમરલાયક થઈ જાય છે. જો તેમના અવયવો સારાં હોય તો તેમના ઉપર અને તેમના વાલીઓની ઉપર વાજીબ છે કે તેઓ તેમના નિકાહ કરી દે. પરંતુ તેઓ પોતે કે તેમના વાલીઓ આ શરીઅતના હુકમ ઉપર અમલ કરી શકશે નહિ અને જો કરશે તો કાયદો તેમને ગુનેહગાર ઠેરવી સજા કરશે.

૧૦-કાયદામાં જણાવેલી ઉમરથી નાની વયના છોકરા કે છોકરી જ્યારે પોતાની શારીરીક તંદુરસ્તી અને શક્તિના કારણે પોતે જ સંભોગની ઇચ્છાની જરૂર જોતાં થઇ જશે અને આ જરૂર પુરી કરવા માટેની શરીઅત મુજબની રીત એટલે કે નિકાહ તેમના માટે કાયદાનુસાર બંધ હશે તો ન છુટકે તેમને અયોગ્ય રીતે પોતાની જરૂરતને પુરી કરવી પડશે. અને મુસલમાનોમાં પણ વ્યભિચાર વધી જશે, અને તેમની સોસાયટીનો પણ ધામીક દ્રષ્ટિએ નાશ થશે. આનો ટુંકમાં તે બદીઓનું વર્ણન છે કે જે આ બીલ સાથે સીધી રીતે સંબંધ ધરાવે છે. આ બદીઓ અને મુશ્કેલીઓ ઉત્પન્ન થઇ જવા પામશે. દાખલા તરીકે:—

૧૧--દરેક લગ્ન કે નિકાહ વખતે જ્યાં સુધી વાલીઓ છોકરીઓ કે છોકરાની વય માટે ભરોસાપાત્ર સર્ટીફીકેટ રજુ કરશે નહિ ત્યાં સુધી નિકાહ પઢાવનાર નિકાહ પઢાવશે નહિ. કોઇ વકીલ કે સાક્ષી બનવા તૈયાર થશે નહિ અને આવી સર્ટીફીકેટ રજુ કરવામાં જે મુશ્કેલીઓ ઉત્પન્ન થશે અને જે આર્થીક બોજો પડશે તેને હજારો ગરીબ મુસલમાનો સહન કરી શકશે નહિ.

૧૨--આ કાયદાની રૂએ બધા લગ્ન અને નિકાહ ફરજ્યાત રજીસ્ટર કરાવવા પડશે કે જેથી કોઈ પણ કાયદાની અડચણ ઉભી થાય નહિ. એ તો ખુલ્લુંજ છે કે આ જોરજુલમનું

રજીસ્ટ્રેશન કેટલું બધું હાનીકારક અને ગુનાહ તથા અશાંતીને ઉત્પાદક હશે.

૧૩—આ કાયદાના કારણે બાળકનો જન્મ રજીસ્ટર કરાવવાનું કામ, અને પછી તે તારીખને બરોબર યાદ રાખવું ફરજ્યાત થઈ પડશે. લાખો બીન કેળવાયલા ઇસ્લામીઓ તે ઉપર અમલ ન કરી શકવાથી આરોપી અને ગુનેહગાર ઠરશે અને તેમને સજાઓ ભોગવવી પડશે.

એટલે કે જો કે તેમની છોકરી ૧૪ વરસની થઇ જશે અને તેઓ કાયદા મુજબ નિકાહ કરશે પરંતુ તેમના શત્રુઓ જેઓ ચાલતાપુર્જા અને હુશીયાર હશે તેઓ તેમને કાયદાની મુંઝવણમાં સપડાવી દેશે.

૧૪—જો તેને પોલીસ દખલઅંદાજી યોગ્ય ઠરાવવામાં આવશે તો પછી આબરૂદાર અને ગૃહસ્થ લોકોને ત્યાં પોલીસ તરફથી અનેક અડચણો ઉભી કરવામાં આવશે તેમ જ ગરીબોને ન સહન થઇ શકે એવી મુશ્કેલીઓ ઉઠાવવી પડશે.

૧૫--આ કાયદો ચાલુ કરવા પછી (જેમ કમીટી તરફથી ભલામણ કરવામાં આવી છે, તેમ કાયદાની રૂએ વારંવાર અનેક મુસીબતોનો મુકાબલો કરવો પડશે. દાખલા તરીકે જો ૧૩ વરસની છોકીના લગ્ન થઈ જાય તો પછી તે છોકરીને તેના પતીથી અલગ રાખવા માટે એક ઝનાના પોલીસની

દેખરેખ હેઠળ એક વરસ સુધી મુકવામાં આવશે અને જ્યારે તે ૧૪ વરસની થશે ત્યારે તેને તેના પતિ સ્વાધિન કરવામાં અવશે એ ઉપરથી ખુલ્લું છે કે મુસલમાનો માટે એ વાત કે તેમની જુવાન છોકરીઓ માત-પિતાની દેખરેખ હેઠળ પણ રહી શકશે નહિ એ કેટલી બધી ન સહન થઈ શકે એવી અને અયોગ્ય છે.

ધાર્મીક દખલઅંદાજી કોને કહે છે? એ માટેનો ખુલાસો એ છે કે જે બાબતોને ઈસ્લામની પવિત્ર શરીઅતે યોગ્ય ઠરાવી છે અને તે કરવામાં દોષ નથી બલ્કે સવાબ છે તેને કાયદાની મારફતે મુસલમાનો માટે મનાઈ અથવા તો ગુન્હામાં સામેલ ઠરાવવામાં આવે તેને ધાર્મીક દખલ અંદાજી કહે છે. દાખલા તરીકે—

૧-મુસલમાનોને પવિત્ર શરીઅતે મસ્જીદોમાં નિફ્લો પઢવાની છુટ આપી છે. આ છુટ વિરૂદ્ધ નિફ્લો માટે તેમના લીધે મસ્જીદોના બારણા બંધ કરી દેવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૨-શરીઅતે નિફલ રોઝા રાખવાની પરવાનગી આપી છે, અને આ છુટ વિરૂધ્ધ કોઈ ડાકટરી તજવીજને આધારે તેમને નિફ્લ રોઝા રાખતાં અટકાવવામાં આવે અને રોઝાને અપરાધ ઠરાવવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૩–મુસલમાનોને શરીઅતે નિફ્લ હજ માટેની પરવાનગી આપી છે, તેથી જો તેમને નિફ્લ હજથી અટકાવવામાં આવે તો એ ધાર્મીક દખલ અંદાજી છે.

૪–મુસલમાનોને પવિત્ર શરીઅતે ગાયની કુરબાની કરવાની પરવાનગી આપી છે, તેથી જો આ પરવાનગી વિરૂધ્ધ તેમને ગાયની કુરબાનીથી અટકાવવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૫–મુસલમાનોને ત્યાં અઝાન ઉંચ સ્વરે કહેવું સુન્નત છે, તેથી જો ઉંચ સ્વરે અઝાન કહેતાં અટકાવવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૬–મુસલમાનોને યથા શક્તિ અને ઇન્સાફની રૂએ ચાર સ્ત્રીઓ કરવાની છુટ છે. તેથી જો તેમને કાયદેસર અટકાવવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૭–મુસલમાનો પોતાના બચ્ચાના અકીકામાં ગાય ઝબેહ કરી શકે છે. તેથી જો તેમને ગાયથી કાયદાની રૂએ અટકાવવામાં આવે તો તે ધાર્મીક દખલ અંદાજી છે.

૮–મુસલમાનો પોતાના ખોરાક માટે ગાયનું માંસ વાપરી શકે છે. તેથી જો કાયદાની રૂએ તેમને ગાયના માસનો ઉપ્યોગ કરતાં અટકાવવામાં આવે તો તે ધાર્મીક દખલઅંદાજી છે. એવીજ રીતે તેમના કોઈ એવા કૃત્ય માટેનો હુકમ કરવો

કે જે શરીઅતમાં નાજાયઝ છે. અથવા તો નાજાયઝ કૃત્યનું સાધન છે એ પણ ધાર્મીક દખલ અંદાજી છે. જેવી રીતે કેઃ—

૧—શરીઅતમાં શરાબ પીવું હરામ છે. તેથી કોઈ મુસલમાનને શરાબ પીવા હુકમ કરવો એ ધાર્મીક દખલ અંદાજી છે.

૨—શરીઅતે વ્યભીચારને હરામ ઠરાવ્યું છે. તેથી કોઈને તે માટે હુકમ કરવો અથવા તો એવા સાધનો ઉભા કરી દેવા કે જેથી ન છુટકે વ્યભીચાર થયા વગર રહે નહિ જેવી રીતેકે તંદુરસ્ત અને મજબુત શરીરના ઉમર લાયકને લગ્નથી અટકાવવુ કે જે આ કાયદાનો હેતુ છે એ પણ ધાર્મીક દખલ અંદાજી છે.

૩—શરીઅતમાં જુઠ બોલવું ગુનાહ છે. કોઇને જુઠ બોલવા માટે ફરજ પાડવી એ ધાર્મીક દખલ અંદાજી છે.

૪—શરીઅતે ઉમર લાયક છોકરીઓને લગ્ન ન કરવા અને તેમને એમજ બેસાડી મુકવા માટે બંધી કરી છે તેથી તેમને કાયદેસર લગ્ન ન કરવા ફરજ પાડવી એ ધાર્મીક દખલ અંદાજી છે.

૫—ધાર્મીક દખલ અંદાજીના અર્થના આ ખુલાસા પછી હવે હું એ દેખાડવા માંગુ છું કેઃ—

## નિકાહનો ઇસ્લામી શરીઅતમાં શું હુકમ છે અને નિકાહનો શરીઅતમાં શું મરતબો છે ?

પવિત્ર ઇસ્લામી શરીઅતે નિકાહને માત્ર એક સામાજીક કરાર તરીકેજ નથી રાખ્યો બલ્કે તેને સમાજીક કરારની સ્થિતિ ઉપરથી વધારી એક પ્રાર્થના, શ્રેષ્ઠતા અને પુન્યનું કામ ઠરાવ્યું છે. તેના માટે આ હદીસ જુઓ:—

"હુઝુર અનવર (સલ.) એ ફરમાવ્યું:—

"ચાર વસ્તુઓ પેગમ્બરની સુન્નતોમાંથી છે. શરમ, અત્તર લગાડવું, મીસ્વાક–દાતણ–કરવું (અને) નિકાહ કરવું."

હુઝુર અન્વર (સલ.) એ ફરમાવ્યું કે:

"જેણે નિકાહ કર્યો તેણે અર્ધ ઇમાન પૂર્ણ કરી લીધો.'

આ હદિસમાં નિકાહને અર્થ ઇમાન ફરમાવ્યું છે.

હઝરત અનવર (સલ.) એ અકાબ બીન બશાર તમીમીને ફરમાવ્યું હતું કે:—

"હમારી સુન્નત નિકાહ છે. તમારામાંથી જે કુંવારો છે, તે તમારામાં ખરાબ માણસો છે, અને જે નિકાહ વગર મરી જાય તે મરદાઓમાં ખરાબ મરદ છે."

"નિકાહ મારી સુન્નત છે, જે મારી સુન્નતથી મોઢું ફેરવશે તે મારી જમાઅતમાંથી નથી.

હુઝુર (સલ.) એ ફરમાવ્યું છે કેઃ—

"જે શખ્સ ખુદાના ફઝલો કરમ ઉપર વિશ્વાસ મુકી અને સવાબ-પુન્યની નૈયતથી નિકાહ કરશે તો ખુદાએ પોતાના ફઝલો કરમથી પોતા ઉપર ફરઝ કરી લીધું છે કે તેની મદદ કરે, અને તેના માટે આર્શીવાદો અર્પણ કરે.

પેગમ્બરે ઈસ્લામ ખાતમુલ અમ્બીયા (સલ.) ના આ તે માનન્ય ફરમાનો છે જેનાથી નિકાહની ધાર્મીક અગત્યતા જાહેર થાય છે કે તે એક સમાજીક કરાર નથી બલ્કે ધાર્મીક પ્રાર્થના છે. હવે ઉલ્માએ કિરામના વચનો વાંચોઃ—

"હન્ફી ઉલ્માઓ નિકાહને ઈબાદત ઠરાવે છે." (ફતહુલ બારી) એ તો જાહેરજ છે કે હિન્દમાં મુસલમાનોનો વધુ પ્રમાણુ હન્ફી છે.

"નિકાહ અને ઈમાન વગર બીજી એવી કોઈ ઈબાદત નથી કે જે હઝરત આદમ (સલ.)ના સમયથી શરૂ થઈ આજ સુધી કાયમ રહી હોય. અને તે જન્નતમાં પણ ચાલુ હોય" (દુરરે મુખતાર.)

"નિકાહ કરવું સુન્નતે મોકદા છે. અને તે સત્યના કથાનાનુસાર. તેથી તેનો ત્યાગ કરનાર ગુનેહગાર હશે. અને જો ઓલાદ અને પવિત્ર રેહવાની નિષ્ઠાએ નિકાહ કરે (એટલે

સ્વેચ્છાનો હેતુ હોય નહિ) તો તેને નિકાહ કરવાથી સવાબ મળશે. (દુર્રે મુખતાર.)

"પુસ્તક નેહુરફાયકમાં એ વાતને અગત્યતા આપવામાં આવી છે કે નિકાહ કરવું વાજીબ છે. કારણ કે તેના માટે હુઝુર (સલ.)એ તાકીદ કરી છે અને તેનાથી મોઢું ફેરવનાર પ્રત્યે કોપ દર્શાવ્યો છે. (દુર્રે મુખતાર.)

આ હદીસો અને ઉલ્માઓના વચનોથી ખુલ્લું થઈ ગયું કે નિકાહ માત્ર એક સમાજીક કરાર નહિ બલ્કે તે ધાર્મીક કૃત્યનું સ્થાન ધરાવે છે અને ધાર્મીક કૃત્ય પણ માત્ર યોગ્ય કે ઈચ્છાના દરજ્જા સુધીજ નહિ પરંતુ સુન્નતે મોકદા અથવા તો વાજીબનો મરતબો ધરાવે છે. એટલુંજ નહિ બલ્કે કે તેનું કરવું સવાબ છે. શરીઅતે તે માટેની તાકીદ કરી છે, અને ન કરવા માટે ઠપકો, કોપ અને ગુનેહગારી પ્રદર્શીત કરી છે. તેથી આ શરીઅત મુજબના કૃત્ય ઉપરના કાયદાની રૂએ અંકુશ મુકવું ધાર્મીક દખલ અંદાજી છે.

## એસેમ્બલીના કેટલાક સભ્યોનો જવાબ.

એસેમ્બલીના કેટલાક મુસ્લિમ મેમ્બરો ઇસ્લામી કાયદાની બાળાખડી પણ જાણતા ન હોવા છતાં તેમણે પોતાનું જ્ઞાન જાહેર કરતાં જણાવ્યું છે કે જો કે ઇસ્લામી શરીઅતે બા

લગ્નને યોગ્ય અને વાલીને અખત્યાર આપ્યો છે, કે જો તેઓ ઈચ્છે તો સગીરના લગ્ન કરી શકે છે પરંતુ શરીઅતે સગીરના લગ્ન કરવાનો હુકમ આપ્યો નથી. એટલે કે એ ફરજીઆત નથી કે સગીરના લગ્ન કરી દેવામાં આવે. તેથી આ કાયદો એક આપ અખત્યારી કૃત્યો ઉપર અંકુશ મુકે છે તેથી આ કાયદાથી ધાર્મિક દખલઅંદાજી નથી થતી. અલબત જો તે કોઈ ફરજીઆત હુકમને અટકાવત તો તેનાથી ધાર્મિક દખલઅંદાજી જરૂર થવા પામત. આવા વિચારને ઈસ્લામી વર્તમાન પત્રોમાંથી બીજનોરના મદિના પત્રે પણ જાહેર કર્યા છે, અને જે ઉલ્મા અને આગેવાનો આ બીલને ધાર્મિક દખલઅંદાજી કહે છે તેમને મજકુર પત્ર જુના વિચારના હોવાનો તાનો મારે છે અને શારદા બીલને સુધારાના પહેલા પગથીઆ તરીકે ઓળખાવે છે.

## ટીકાનો જવાબ.

આ ટીકાનો જવાબ હમે એ રીતે આપીએ છીએ:—

૧—ધાર્મિક દખલઅંદાજીનો એ અર્થ કે કોઈ ફરજ કે વાજીબને અટકાવવામાં આવે તો તે ધાર્મિક દખલઅંદાજી છે. નહિ તો નહિ. આ માન્યતા દરેક પ્રકારે ભુલ ભરેલી છે.

હમે ધાર્મિક દખલઅંદાજીના ખેરાખરા અર્થો પહેલાંજ જણાવી ચુકયા છીએ, વધુ ખુલાસા માટે ફરીથી એટલું કહી દેવું યોગ્ય ધાર્યે છીએ કે કોઇ પણ ધર્મના ચોક્કસ કૃત્યથી

તે ધર્મના અનુયાયીને અટકાવવો એ ધાર્મીક દખલઅંદાજી છે. પછી તે કૃત્ય તે ધર્મમાં ફરજ હોય કે વાજીબ, સુન્નત હોય કે મુસ્તહુબ બલ્કે ધર્મે જે કૃત્યને યોગ્ય ઠરાવ્યા હોય તેનાથી અટકાવ કરવો પણ ધાર્મીક દખલઅંદાજી છે; કારણ કે ધાર્મીક દખલઅંદાજી ન કરવા માટે બુધ્ધિથી કાયમ કરવામાં આવેલ સિધ્ધાંતો અને કાનુંનો એ માટેજ ઘડવામાં આવ્યા જે કે લોકો સ્વતંત્ર રીતે તે કૃત્યો કરી શકે કે જેમને તેઓ ધાર્મીક કૃત્ય ધારે છે, અને જેમની તેમના ધર્મે તેમને છુટ આપી છે, કે જેથી વિચારો અને માન્યતા વચ્ચે અથડામણ ઉભી ન થવા પામે અને સુલેહ શાંતીમાં હરકત ન ઉત્પન્ન થવા પામે.

કાયદાની દ્રષ્ટિએ આજ સુધી નગર કિર્તન, ગ્રંથ સાહેબના વરઘોડા વિગેરે યોગ્ય ઠરાવવામાં અવ્યા. તેમને ધાર્મીક સરઘસો ઠરાવ્યા. કોઈ વખતે તેમના માટે એ સવાલ ઉઠાવવામાં નથી આવ્યો કે ધાર્મિક દ્રષ્ટિએ આવા વરઘોડા કાઢવા ફરજ છે કે નહિ. અને ધર્મમાં આવા સરઘસોને સડકો ઉપર કાઢી ફેરવવાના હુકમો છે કે નહિ ?

આ ઉપરાંત તે ગ્રહસ્થોને કદી એવો વિચાર પણ આવ્યો છે કે નહિ કે જેવી રીતે સગીરના ફરજીયાત લગ્ન કરવા સંબંધના હુકમો શરીઅતમાં નથી તો તેવીજ રીતે ૧—નીફલ નમાઝ માટે, (૨) નીફલ રોઝા માટે (૩) નિફલ હજ માટે (૪) ખાસ ગાયની કુરબાની માટે (૫) શહેરમાં

બે ચાર મસ્જીદો હોવા છતાં વધુ મસ્જીદો બંધાવવા માટે (૬)વારસીક ઓરસો માટે (૭)ગૌમાંસ ખાવા માટે (૮) માંસાહાર માટે (૯)તાઝીયાના સરઘસો માટે (૧૦)વાઅઝ અને મિલાદના જલ્સાઓ માટે (૧૧) ચાર નિકાહ માટે (૧૨) કુટુંબમાં લગ્ન માટે, અને એવાજ પ્રકારના બીજા સેંકડો અને હજારો કૃત્યો માટે પણ શરીઅતમાં સ્પષ્ટ હુકમો નથી. તો શું એવા કૃત્યોને બંધ કરવાની અથવા તો તેના ઉપર અયોગ્ય અંકુશો મુકવાથી આ એસેમ્બલીના મુસ્લિમ સભ્યો કે જેમને શારદા બીલની એ માટે હિમાયત કરી છે કે તે કોઈ ફરજ કે વાજીબને નથી અટકાવતું તો તેઓ આ બધી બાબતો સંબંધમાં એજ સિધ્ધાંત ઉપર અમલ કરશે? જો જવાબ હકારમાં હોય તો તો પછી બસ—

ગર હમી કાઉન્સીલ અસ્ત વ ઈં અરકાન

કારે મઝહબ તમામ ખ્વાહદ શુદ.

અને જો જવાબ નકારમાં હોય તો તો પછી તેમનો આ સિદ્ધાંતજ ખોટો ઠરી ગયો કે કોઈ પણ યોગ્ય કૃત્ય ઉપર અંકુશ મુકવો ધામીર્ક દખલઅંદાજી નથી. તમને કબુલવું જોઈએ કે જેવી રીતે ઉપર જણાવેલા કૃત્યો કાયદાની દખલ અંદાજીને યોગ્ય નથી, તેવીજ રીતે સગીરના લગ્ન પણ કાયદાની દખલ અંદાજીથી યોગ્ય નથી અને તેમાં પણ કાયદાની દખલ અંદાજી એ ખરખર ધામીર્ક દખલ અંદાજી છે.

હજી લાંબો સમય થયો નથી કે હિન્દુઓએ ગૌ વધ અટકાવવા કાયદાની મદદ પ્રાપ્ત કરવાની કોશેશ કરી હતી. ત્યારે મુસલમાનોના ઉલમા અને આગેવાનોએ ખુલ્લી રીતે જણાવ્યું હતું કે જો હમારા સબંધમાં ગૌ વધ અને ગાયની કુરબાનીને જોરજુલમથી અટકાવવાની કોશેશ કરવામાં આવી તો પછી હમે સંપૂર્ણ બળ સાથે હમારૂં રક્ષણ કરીશું. મુસલમાનોને એ હક તો છે કે તેઓ કુરબાનીના જાનવરોમાંથી ઇચ્છે તે જાનવરને પોતા માટે પસંદ કરે પરંતુ જો તેમને બળજબરીથી અને કાયદાના આધારે ગાયની કુરબાની કરતાં અટકાવવામાં આવશે તો પછી તેમના ઉપર ફરજ થઇ જશે કે પોતાનો હક કાયમ રાખવા ખાસ ગાયની કુરબાની કરે. આ વાકયોની સ્યાહી પણ હજી સુકાઇ ન હશે કે હમારા મુસ્લિમ સભ્યોએ તેનાથી તદ્દન ઉલટો જ પોતાનો મત જાહેર કર્યો છે. એટલું જ નહિ પરંતુ એમ કહ્યું છે કે આ સવાલમાં હમે જુના વિચારના ઉલમાઓનું અનુકરણ કરીશું નહિ. વળી ઉલમાઓ ઉપર ટીકા પણ કરી, જ્યારે આ બીલના ટેકામાં એસેમ્બલીના સાત--આઠ મુસ્લિમ સભ્યો શિવાય હિન્દના બધા આગેવાનો, ઉલ્માઓ અને વર્તમાન પત્રો બિરૂધ્ધ છે. ખેર ઉલ્મા સંબંધમાં તો તેઓ જે ઇચ્છે તે કરે અને કહે પરંતુ ખુદા માટે ઇસ્લામના હુકમો અને તેના માનને તો કાયમ રાખો.

**સમાપ્ત.**